"પણ તેથી મહલમાં ન ચાલવાનું કાંઈ કારણ?" ગુલંદામે નાદિરાના શોકને ઘટાડવાના આશયથી કહ્યું.

"કારણ એજ કે આજે મારી રૂહ આ જિન્દાને જિસ્મમાંથી નીકળીને આઝાદ થવાની છે; આ નાદિરા આજે આ ફાની જહાનને હમેશાને માટે છોડી જવાની છે અને આ નાદિરાની તુર્બત આ તુર્બતની પાસે જ બંધાવાની છે!" નાદિરાએ મહાલયમાં ન જવાનું કારણ દર્શાવ્યું.

"બેગમ સાહબા! આપ આ શું બોલો છો? આપની તબીયત નર્મ છે ખરી; પણ આટલા બધા ખોફનો બાઇસ મને તો દેખાતો નથી. ચાલો; મહલમાં ચાલો અને બેચેની દેખાતી હોય તો હકીમને બોલાવીને દવા લઈ લ્યો. હું પણ આજે આપની પાસે જ રહીશ." ગુલંદામે આશ્વાસન આપ્યું.

"નહિ, ગુલંદામ! નહિ; હવે હકીમને બોલાવવાની અને દવા દારૂની કોઇ પણ જરૂરત નથી; કારણ કે, મારી બીમારીને અને મારી બેચેનીને હકીમોના હકીમ પાકપરવરદિગારની મૌત નામની દવા વગર બીજી કોઇ પણ દવા દૂર કરી શકે તેમ નથી અને મને શફા આપી શકે તેમ નથી. વગાડ, તારા ગીતારને વગાડ અને છેલ્લી વાર મારા અરમાનોને જબાનથી જાહિર કરવાની મારી તમન્નાને જીવ ભરીને પૂરી કરી લેવા દે; કારણ કે, મારા જિસ્મમાં મૌતના આસાર ખુલ્લા દેખાવા માંડ્યા છે અને તેથી મહલમાં જઇને મરવા કરતાં અહીં મારા શૌહરના કદમોમાં જ મરી જવું, એમાં જ મારી રાહતે જિન્દગાની છે, એથી જ મારા દિલની હસરત હમેશાને માટે મટી જવાની છે!" નાદિરાએ પોતાની માન્યતામાં દૃઢ રહીને આ ઉદ્‌ગારો કાઢ્યા.

ગુલંદામ નાદિરાના આ ઉદ્‌ગારોને વિક્ષિપ્તતા અથવા ઉન્માદના પરિણામરૂપ માનવા લાગી અને તેથી તત્કાળ તેને સમજાવવાનો પ્રયત્ન ન કરતાં તેની આજ્ઞા અનુસાર તેણે ગીતારને વગાડવાનો આરંભ કરી દીધો. નાદિરા ગીતારના તારસ્વર સાથે પોતાના મધુર સ્વરને મેળવીને કમરપારાની ગઝલની અંતિમ પંક્તિઓમાં કિંચિત્ પરિવર્તન કરી ગાવા લાગી કેઃ—

"હુવા હય અરમાને દીદ બેહદ, હુવા હય શૌકે વિસાલ અફ્‌જૂં;
મિટેગી અબ આજ દિલકી હસરત, તુમ્હારી હમસે હમારી તુમસે;
ન જબ્ત હમસે હુઈ મહુબ્બત, ન જિન્દગાનીમેં લુત્ફ આયા;
ખુલેગી તુર્બતમેં રાહે રાહત, તુમ્હારી હમસે હમારી તુમસે!"

ગઝલનો અંત જેમ જેમ નિકટમાં આવતો જતો હતો તેમ તેમ નાદિરાનો કંઠ મંદ તથા ક્ષીણ થતો જતો હતો અને તેથી ગુલંદામના હૃદયમાં ભીતિ પણ વધવા લાગી હતી. ગુલબદામે ભયભીત સ્વરથી બાંદીઓને આવવાનું કહ્યું; પરંતુ બાંદીઓને અંદર જતી અટકાવીને પ્રથમ

